## ભાગ ૦ ૪



☐ મૂલ્ય રૂ. ૭-૫૦






☐ લેખક : ગિજુભાઇ બધેકા  સજાવટ : આબિદ સુરતી



☐ પ્રકાશક : આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૪૦૦ ૦૦૨ તથા અમદાવાદ - ૩૮૦ ૦૦૧
☐ પરિષ્કૃત દ્વિતીય આવૃત્તિ ૧૯૮૯ ☐ મુદ્રક : જયકર ઓફસેટ પ્રિન્ટર્સ શિવાકાશી - ૬૨૬૧૮૯

# કાણી ચકલી

એક હતો કણબી. એને હતું એક ખેતર. એમાં વાવી જુવાર. જુવારે કણસલાં આવ્યાં હતાં. એક એક કણ જાણે મોતીનો દાણો!

એક દિવસ ચકલીઓએ ખેતરમાં દાણા ચણવાનો વિચાર કર્યો. બધી ખેતરમાં ઊતરી. સૌ કૂણા કૂણા દૂધ ભરેલા દાણા ચણવા લાગી: ચણુક, ચણુક, ચણુક.

એટલામાં તો કણબી આવ્યો ને જાળ નાખી. બધી ચકલી ભરરર કરતી ઊડી ગઈ. એક બિચારી કાણી ચકલી પાછળ રહી ગઈ. તે જાળમાં સપડાઈ ગઈ.

કણબીએ એને પકડી. એક દોરી વડે બાંધી. ને થાંભલા સાથે જકડી. પછી ગયો એક મોટી લાકડી લેવા.

લાકડી લેતોક ને એને મારવા લાગ્યો. કાણી ચકલી બિચારી તરફડવા લાગી.

એટલામાં ત્યાંથી એક ગાયોનો ગોવાળ નીકળ્યો. ગોવાળને જોઈને ચકલી બોલી –

ગાયવાલે દાદા, ગાયવાલે દાદા!
રંગ છાછું,
સબ મિલે ખાઈ, ફાંદની રંગ છાછું;
કાની મેં ચિડિયા; ફાંદની રંગ છાછું.

ગોવાળ વિચારમાં પડ્યો કે ચકલી શું બોલે છે? ત્યાં તો ચકલી ફરી વાર બોલી –

ગાયવાલે દાદા, ગાયવાલે દાદા!
રંગ છાછું,
સબ મિલે ખાઈ, ફાંદની રંગ છાછું;
કાની મેં ચિડિયા, ફાંદની રંગ છાછું.

સાંભળીને ગોવાળ તો ખેતરમાં ગયો, જુએ છે તો ખેડૂત ચકલીને મારે છે.

ગોવાળ કહે – અરે જવા દે ને, ભાઈ! બિચારી કાણી છે.



કણબી કહે – અરે! હવે હું એને છોડું? એને તો કચેરીમાં લઈ જઈશ ને ફરિયાદ કરીશ. કેટલો બધો બગાડ કર્યો? તને એની ક્યાં ખબર છે?

ગોવાળ કહે – લે મારી આ દૂઝણી ગાય. છોડી દે આ ચકલીને.

કણબી કહે – જા, જા! ચાલતો થા, નહિ તો માર ખાવો પડશે!

ગોવાળ તો ગાયો લઈને ચાલ્યો ગયો.

પછી આવ્યો એક ભેંશનો ગોવાળ. ત્યાં તો કાણી ચકલી ફરીથી ગાવા લાગી –

**ભેંશવાલે દાદા, ભેંશવાલે દાદા!**
**રંગ છાછું,**
**સબ મિલે ખાઈ, ફાંદની રંગ છાછું;**
**કાની મેં ચિડિયા, ફાંદની રંગ છાછું.**

ભેંશનો ગોવાળ કહે – ચાલ ને, જોઉં તો ખરો કે કોણ ગાય છે?

ખેતરમાં જાય ત્યાં તો કણબી કાણી ચકલીને મારતો હતો.

ગોવાળ કહે – અરે જવા દે ને, ભાઈ! બિચારી કાણી છે. એક વાર જવા દે.

કણબી કહે – વાહ! હું કાંઈ એને મૂકું એમ નથી. એણે તો મારું કેટલુંય નુકસાન કર્યું છે. કચેરીમાં લઈ જઈશ ને ફરિયાદ કરીશ.

ગોવાળ કહે – લે આ મારી ભેંશ. છોડી દે બિચારીને.

કણબી કહે – જા, જા! ચાલતો થા, નહિ તો માર ખાઈશ!

ગોવાળ તો પોતાની ભેંશો લઈને રવાના થઈ ગયો.

પછી ત્યાં બકરીનો ગોવાળ, ઘોડાવાળો, ઊંટ-વાળો, બધાય આવી ગયા; પણ કણબીએ સૌને હાંકી કાઢ્યા.

પછી કણબી ચકલીને કચેરી તરફ લઈ ચાલ્યો. રસ્તામાં તડકો લાગ્યો એટલે એક ઝાડ નીચે બેઠો. ત્યાં ચાર ગંજેરી બેઠા હતા.

કાણી ચકલી તેમને જોઈને ગાવા લાગી –

**ગંજેરી દાદા, ગંજેરી દાદા!**
**રંગ છાછું,**
**સબ મિલે ખાઈ, ફાંદની રંગ છાછું;**
**કાની મેં ચિડિયા, ફાંદની રંગ છાછું.**

સાંભળીને ગંજેરી કહે – ક્યા યાર! ક્યા બોલતી હૈ યે ચિડિયા? સુનો તો સહી.

કાણી ચકલી ફરી વાર ગાવા લાગી –

**ગંજેરી દાદા, ગંજેરી દાદા!**
**રંગ છાછું,**
**સબ મિલે ખાઈ, ફાંદની રંગ છાછું;**
**કાની મેં ચિડિયા ફાંદની રંગ છાછું.**

ચકલીને ગાતી સાંભળીને ગંજેરી કણબી પાસે આવ્યા ને કહે – ક્યોં બે! છોડતા હૈ યા નહિ, યે ચિડિયાકો?

કણબી કહે – જાઓ, જાઓ! એને તો મારે કચેરીમાં લઈ જવી છે. તમે તમારે રસ્તે પડો!

ગંજેરીઓ તો છેડાઈ પડ્યા – મારો સાલેકો! કહીને કણબીને મારવા ઊપડ્યા.

ત્યાં તો કણબીએ ચકલીને છોડી દીધી.

પછી કાણી ચકલી બિચારી હળવે હળવે ઊડતી પોતાની ટોળીમાં ભળી ગઈ●



એક હતો રાજા. એને હતી ત્રણ રાણીઓ. રાજાનાં નસીબ એવાં કે ત્રણેય તોતડી. રાજાએ ચોથી રાણી પરણવાનો વિચાર કર્યો. સારું ઘર જોઈને રાજાએ વેવિશાળ કર્યું. કોઈએ રાજાની પાસે કન્યાનાં વખાણ કરેલાં કે કન્યા તો રૂડીરૂપાળી છે અને બહુ મીઠાબોલી છે. રાજાના મનમાં પરણવાનો હરખ તો માતોય ન હતો.

રાજા પરણવા ચાલ્યો. કન્યા તોતડી હતી પણ કન્યાનાં માબાપ લુચ્ચાં હતાં. તેમણે પહેલેથી જ કન્યાને શીખવી રાખ્યું હતું કે રાજા ગમે તેમ કરે પણ એકેય શબ્દ બોલવો નહિ. રાજાજી પરણીકરી ઘેર આવ્યા. પછી નવી રાણીને મહેલે ગયા. રાજા તો મનમાં મલકાતા હતા કે નવી રાણી મીઠું મીઠું બોલશે અને મનને રાજી કરશે. પણ રાજા હતો નસીબનો બળિયો.

# મા મને મંતોલે તલ્લી રે તલ્લી

નવી રાણી તો મૂંગાં જ ઊભાં રહ્યાં! રાજાએ ઘણુંય કર્યું પણ બોલે જ શાનાં? જાણે હોઠ જ સીવી લીધા! રાજા મનમાં કહે – આ તો ઊલમાંથી ચૂલમાં પડયા. તોતડીને મૂકીને બોલકીને લેવા નીકળ્યા ત્યાં વળી આ મૂંગુ બોતડુ વળગ્યું! રાજા ઘણો નિરાશ થઈ ગયો.

એક વાર એ ચોથી રાણી વાડામાં છાણાં લેવા ગઈ. ત્યાં તેને મંકોડો કરડયો. મંકોડો એવો તો કરડયો કે રાણીથી એકદમ બૂમ પડાઈ ગઈ – મા! મને મંતોલે તલ્લી રે તલ્લી! રાજા ગોખે બેઠા હતા તે આ જોઈ ગયા અને સાંભળી ગયા. તે સમજી ગયા કે ચોથી રાણી પણ તોતડી છે.

રાજાએ ચારે રાણીઓ તોતડી છે તે વાત છાની રાખેલી. કોઈને પોતે જણાવે નહિ. પરંતુ લવા વજીરને આ બાબતમાં કંઈક વહેમ પડયો. તેણે વાત જાણવા ખાનગીમાં પૂછ્યું – રાજાજી આપની રાણીઓ તોતડી છે એમ ગામ કહે છે, એ સાચુ છે?

રાજા કહે – લવા! તારું કહેવું સાવ જૂઠું છે.

લવો કહે – મને તમે જમવા તેડો તો સાબિત કરી આપું. પછી રાજાએ તો લવાને પોતાને ત્યાં જમવા બોલાવ્યો. બધી રાણીઓને કહી રાખ્યું કે કોઈએ જરા પણ બોલવું નહિ. રાજા અને લવો સામસામા જમવા બેઠા. ભાત-ભાતની રસોઈઓ બનાવી હતી; એમાં વડીઓ પણ હતી.

લવાએ રાણીઓને બોલાવવા ઘણા ઘણા પ્રયત્નો કર્યા પણ એકેય રાણી બોલી નહિ. છેવટે લવો થાકયો. પણ એટલામાં તેને એક યુક્તિ સૂઝી. વડીઓ બહુ જ સુંદર થઈ હતી. વડી ખાતો ખાતો લવો વડીઓનાં ખૂબ વખાણ કરવા લાગ્યો. જ્યારે વડીઓનાં બહુ વખાણ થયાં ત્યારે રાણીઓ મનમાં ને મનમાં ખૂબ ફુલાઈ. આ લાગ જોઈ લવાએ પૂછ્યું – આ વડીઓ તે કોણે તળી?

ત્યાં એક રાણી બોલી – એ વઈઓ તો મેં તઈયો. (એ વડીઓ તો મેં તળીઓ.)

રાજાએ ના કહી હતી તેમ છતાં એક રાણીથી બોલી જવાયું એટલે બીજીએ ડાહી થઈને તેને કહ્યું – વાર્યાં'તાં ને બોયાં કેમ? (વાર્યાં'તાં ને બોલ્યાં કેમ?)

ત્રીજીના મનમાં થયું કે આ તો બહુ ખોટું થયું. રાજાજીએ તો ચોખ્ખી બોલવાની ના પાડી હતી ને આ બે જણીએ તો બોળી માર્યું! તેના મનમાં સહેજ રોષ પણ ભરાયો. પોતે ઠપકો આપતી ને જરા વધારે ડાહી થતી બોલી – એ તો બોયાં તો બોયાં, પય તમે કેમ બોયાં? (એ તો બોલ્યાં તો બોલ્યાં, પણ તમે કેમ બોલ્યાં?)

ચોથી રાણીના મનમાં થયું કે આ ત્રણે રાણીઓ મૂરખ છે. રાજાએ ના પાડી હતી છતાં બોલી અને પ્રધાનજી બધુ જાણી ગયા. પોતાના મનમાં થોડુંએક અભિમાન પણ આવ્યું. પોતાનો ભેદ વજીરજી જાણી ગયા નથી એમ સમજી તે હરખાઈ ગઈ. અને હરખમાં ને હરખમાં તેનાથી બોલી જવાયું – હુ તો માયે બોયીયે નથી ને ચાયીયે નથી! (હુ તો મારે બોલીયે નથી ને ચાલીયે નથી.) રાજા અને વજીર બન્ને જણા ખડખડાટ હસી પડયા●

# છ મૂર્ખાઓ

૧

એક ભરવાડનો છોકરો. રોજ ગાયો લઈને વગડામાં જાય. એક દિવસ વગડે જતો હતો ત્યાં રસ્તે એણે એક બ્રાહ્મણ જોયો. બ્રાહ્મણ ચપટી વગાડતો જાય ને 'રાધાકૃષ્ણ' 'રાધાકૃષ્ણ' એમ બોલતો જાય. ચપટી સાંભળીને ભરવાડના છોકરાને બહુ નવાઈ લાગી. કોઈ દિવસ એણે ચપટી સાંભળી હોય ત્યારે ના ? છોકરે બ્રાહ્મણને કહ્યું – મહારાજ ! ઈ તમે શું વગાડો છો ?

બ્રાહ્મણ જરા પહોંચેલો હતો. તે તરત જ પામી ગયો. કહે – અરે ભાઈ ! એ તો મારી ફૂલકી છે. એ તો મારી પાળેલી છે.

છોકરો કહે – ત્યારે મને તમે તમારી ફૂલકી આપો તો હું તમને મારી લીલકી ગાય આપું. બ્રાહ્મણને તો હા પાડવાની જ વાર હતી. ઝટ લઈને તેણે છોકરાને ચપટી વગાડતાં શીખવી દીધુ અને ગાય લઈને સમાના ભણી ગયો.

છોકરો તો હરખાતો હરખાતો ઘેર આવ્યો. ત્યાં ભાભો ફળિયા વચ્ચે ખાટલો નાખીને બેઠો હતો. હોંશમાં ને હોંશમાં છોકરો કહે – ભાભા, ભાભા ! જુઓ તો ખરા ! હું આપણી લીલકી





ગાય આપીને આ ફૂલકી લાવ્યો. સાંભળો તો ખરા દાદા ! કેવી સારી વાગે છે!

ભાભો કંઈ છોકરાથી જાય તેવો ન હતો. તે કહે – હા માળું આ ફૂલકી તો બહુ ભારે દેખાય છે! ચટપટ વાગે છે ને પટપટ બોલે છે! નેસમાંથી નાનાં મોટાં સૌ ફૂલકી જોવા આવ્યાં. છોકરાનો હરખ કયાંય માય નહિ. વાળુનો વખત થયો એટલે છોકરો કહે – માડી ! આ ફૂલકીને કયાં મૂકું?

મા કહે – મૂક પણે કુલડીમાં. જો રહી પેલી કોઠી ઉપર. સાચવીને મૂકજે, હો ભા !

છોકરે તો હોંશમાં ને હોંશમાં બમણું ખાધું. પણ હાથ ધોઈ ને જ્યાં ફૂલકી લેવા ગયો ત્યાં કુલડીમાં ફૂલકી ન મળે! છોકરાનું મોં પડી ગયું. તે કહે – માડી, માડી ! મારી ફૂલકી ખોવાઈ ગઈ!

ભાભો કહે – ઘડીકમાં કયાં જાય! એ કૂલડી જ એને ગળી ગઈ લાગે છે.

બધા કહે – તો કુલડીને તાવ્યે જ છૂટકો. એને તાવશું ત્યારે જ ફૂલકી પાછી આવશે.

ફળિયામાં કરી મોટી તાપણી ને અંદર મૂકી કુલડી. મોટો તાપ થયો એટલે છોકરાના હાથ સુકાઈ ગયા અને ચપટી પાછી વાગવા માંડી. છોકરો કહે – હવે મારી ફૂલકી આવી !

સૌ રાજીના રેડ થઈ ગયાં.

૨

એક હતો ભૂતનો ભાઈ. વગડામાં રહે એટલે એણે કોઈ દિવસ દીવો ભાળેલ નહિ. એ એક વાર મોટા ગામમાં આવ્યો ને એક ભરવાડને ત્યાં ઊતર્યો. રાત પડી એટલે ભરવાડના ઘરમાં દીવો થયો. દીવો જોઈને તો ભાઈ વિચારમાં જ પડી ગયો.

તે કહે – માળું, આ ઝગમગિયું તે શું હશે! આવું તો મેં કોઈ દી દીઠું નો'તું. આ તો કંઈક નવી નવાઈનું લાગે છે! પણ આ એવું સારું છે ના, કે મને કોઈ માગ્યું આપશે નહિ. ઠીક છે, રાત પડશે ને બધાં જંપી જશે ત્યારે એને પેલી ખડની ગંજીમાં સંતાડી દઈશ ને સવારે જઈશ ત્યારે એમાંથી લેતો જઈશ.

સૌ સૂઈ ગયાં. હળવે હળવે ભરવાડ ઊઠયો ને કોઠલા પાસે ગયો. પછી જાળવીને કોડિયાનો દીવો હાથમાં લીધો ને ધીરેથી ખડની ગંજીમાં મૂકયો. પાછો કોઈ ને ખબર ન પડે એવી રીતે ખાટલામાં આવીને સૂઈ ગયો.

થોડી વાર થઈ ત્યાં તો મોટી જબરી હુતાશની પ્રગટી. ભરવાડભાઈ તો સળગતી ગંજી પાસે જઈને કંઈક શોધવા મંડયા. બધાં કહે – એલા, ત્યાં શું ગોતે છે? આઘો રહે આઘો, નહિતર



બળી જઈશ.

ભરવાડ કહે – લે! ત્યાં મારું ઝગમગિયું છે. મેં એને સંતાડયું છે.

બધાં કહે – અલ્યા, ઝગમગિયું તે વળી કેવું?

મૂરખો કહે – નો'તું આલ્યું કોઠલા ઉપર? રાતે ઝગમગ ઝગમગ થતું 'તું ને રૂપાળું રૂપાળું દેખાતું 'તું?

સૌ કહે – અરે ભૂંડા! ત્યારે એમ કહે ને? અમે ધાર્યું કે આગ કોણ લગાડી ગયું હશે?

૩

એક હતો બ્રાહ્મણ અને એક હતી બ્રાહ્મણી. એક વાર રાતના એને ત્યાં ચોર આવ્યા. ખડખડાટ સાંભળી બ્રાહ્મણે બ્રાહ્મણીને કહ્યું – અલી! સાંભળે છે કે? ઘરમાં ચોર આવ્યા લાગે છે.

બ્રાહ્મણી કહે – લાગે છે તો એમ જ. કહો તો રાડ પાડું ને પાડોશી બધાંને ભેગાં કરું.

બ્રાહ્મણ કહે – ઊભી રહે. આપણે બ્રાહ્મણ રહ્યાં. મૂરત જોયા વિના કોઈ કામ આપણાથી ન

થાય. મને ટીપણું કાઢવા દે ને જોવા દે કે આજે રાડ પાડવાનું મૂરત આવે છે કે નહિ. બ્રાહ્મણ ટીપણું જોવા લાગ્યો. બ્રાહ્મણી કહે – કેમ, મૂરત આવે છે કે?

બ્રાહ્મણ કહે – મૂરત એમ ક્યાં રેઢું પડયું છે! મૂરત તો આવે છે આજથી છ મહિને. હવે છ મહિને વાત! હમણાં સૂઈ જઈએ. પછી ચોરભાઈને તો કશી ચિંતા રહે જ શાની? ઘર જાણીને નિરાંતે બધું લીધુ.

છ મહિના વીતી ગયા. બ્રાહ્મણ કહે આજ હવે વાત છે, લુચ્ચા ચોરોની! આજે મૂરત આવે છે. મધરાત થઈ એટલે બ્રાહ્મણ અને બ્રાહ્મણીએ બૂમાબૂમ કરી મૂકી – દોડજો, દોડજો. ઘરમાં ચોર આવ્યો છે!

ગરીબ બ્રાહ્મણનું ચોર ઉપાડી જશે એમ ધારી આડોશીપાડોશી દોડ્યાં આવ્યાં અને પૂછવા લાગ્યાં – મહારાજ! ચોર ક્યાં છે, ચોર?

મહારાજ કહે – ચોર તો છ મહિના પહેલાં આવ્યો હતો. આજ જાણ કરું છું.

તેઓ કહે – પણ મહારાજ! તમે તો મૂરખ લાગો છો. છ મહિને તે જાણ કરવાની હોય? બ્રાહ્મણ કહે – પણ બાપુ! મૂરત નો'તું આવતું તેનું કેમ?

૪

એક હતો મૂરખો. એ એક વાર એની બહેનને ત્યાં ગયો. બહેને તો ભાઈને હોંશે કરીને ઢોકળાં ખવરાવ્યાં. ઢોકળાં ભાઈને બહુ જ ભાવ્યાં. તે બહેનને કહે – આનું નામ શું?

બહેન કહે – ઢોકળાં. ભાઈએ વિચાર કર્યો કે ઘેર જઈને પહેલાં ઢોકળાં કરાવું ને ધરાઈને ખાઉં. એ તો મનમાં 'ઢોકળાં' 'ઢોકળાં' એમ ગોખતો ગોખતો ચાલ્યો. એને ખાતરી હતી કે ગોખ્યા વિના બધું ભૂલી જ જવાશે.

રસ્તામાં એક નાનું એવું નહેરું આવ્યું. એને ટપ્યા વિના જવાય એવું ન હતું. ભાઈ ટપવાના વિચારમાં પડયા ને ટપી પણ ગયા. પણ મનમાં નવાઈ થઈ કે આ તો ટપ્યો! આ વિચારમાં એ તો ઢોકળાનું નામ ભૂલી ગયો ને તેને બદલે 'સબળ ટપ્યો' 'સબળ ટપ્યો' કરવા લાગ્યો.

ઘેર જઈને કહે – લે, ઉતાવળી થા; 'સબળ ટપ્યાં' કરી દે. મારે 'સબળ ટપ્યાં' જ ખાવાં છે. મારી બહેને 'સબળ ટપ્યાં' બહુ મીઠાં કર્યાં હતાં.

બાઈ તો વિચારમાં પડી...અરે આ 'સબળ ટપ્યાં' તે કેવાં હશે? પોતે કાંઈ સમજી શકી નહિ! ભાઈ સાહેબ તો ચિડાયા. કહે – કરે છે કે નહિ? બેઠી છે શું?

બાઈએ કહ્યું – 'સબળ ટપ્યાં' તો નથી આવડતાં. તમારી બે'નને આવડતાં હોય તો પાછા જાઓ ને એને કહો કે કરી આપે. હવે ભાઈના મગજમાં રાઈ ચડી. પાસે એક ધોકલો પડયો હતો તે લઈને ઊતરી જ પડયા. બિચારીને મારી મારીને આખે ડિલે ઢોકળેઢોકળાં કરી નાખ્યાં!

આડોશીપાડોશી બધાં દોડી આવ્યાં. એણે એને ઠપકો આપી કહ્યું – જો તો ખરો અલ્યા, બિચારીને આમ તે મરાતું હશે? આખે ડિલે ઢોકળેઢોકળાં થઈ ગયાં છે!

મૂરખો કહે – હં, ઈ...ઈ...ઢોકળાં! મારે ઢોકળાં ખાવાં છે. હુ તો એનું નામ જ ભૂલી ગયો હતો! બધાં કહે – મેર મૂરખા!

એક હતો કણબીનો છોકરો. એ હતો અક્કલનો દુશ્મન. એક વાર તે ખેતરથી ઘેર આવતો હતો. રસ્તામાં તેને એક ઘોડીવાળો મળ્યો. ઘોડી જોઈ છોકરાને તે લેવાનું મન થઈ ગયું. ઘોડીવાળાને તે કહે – અરે ભાઈ! આ ઘોડીનું શું લઈશ? તારે જે લેવું હોય તે લે, પણ મને ઘોડી આપતો જા.

ઘોડીવાળો કહે – છોકરા! રૂપિયા પૂરા એક સો બેસશે.

છોકરો કહે – સો રૂપિયા તો મારી પાસે નથી; પચાસ રૂપિયા છે.

ઘોડીવાળો કહે – ત્યારે બાપુ ઘરનો રસ્તો માપી લે. એમ તે કંઈ ઘોડી ઉપર બેસાતું હશે?

છોકરો કહે – પણ ભાઈ! આપણે એમ કરીએ



તો? હુ તને આ પચાસ રૂપિયા રોકડા આપું ને બાકીના પચાસમાં તારી ઘોડી તને પાછી આપું. કેમ, એમ તને પાલવશે ના?

ઘોડીવાળાને વાત સમજાઈ ગઈ. તે કાંઈ ભલો માણસ તો ન જ હતો. પચાસ રૂપિયા ને ઘોડી, બને લઈને નિરાંતે ચાલતો થયો. પણ છોકરો તો ખુશખુશ થઈ ગયો. એ તો ડચકારા કરતો જાય અને ખોટી ખોટી ઘોડી હાંકતો જાય. એમ કરતો કરતો ઘેર આવ્યો. ઘેર આવીને કહે – બાપા, બાપા! મેં તો આજે ઘોડી લીધી.

બાપા કહે – કયાં છે, ભાઈ?

છોકરો કહે – એ તો એમ થયું કે ઘોડી મેં સો રૂપિયે ઠરાવી, પણ મારી પાસે તો પચાસ જ રૂપિયા હતા, એટલે મેં પચાસ રૂપિયા ઘોડીવાળાને ભરી દીધા ને બાકીના પચાસમાં એની ઘોડી જ એને પાછી દીધી. નાહકનું માથે દેવું કોણ રાખે?

બાપ કહે – વાહ બેટા! રંગ છે તારી અક્કલને!

૬

એક હતો બ્રાહ્મણ. એનો ભાણેજ એક વાર માંદો પડયો. ભાણેજની ખબર કાઢવા તે પરગામ ગયો. ખબર કાઢી ઘર ભણી આવતો હતો ત્યાં રસ્તામાં તેને એક મશ્કરો વાણિયો મળ્યો. તે કહે – કાકા, કયાં જઈ આવ્યા?

બ્રાહ્મણ કહે – આ ભાણેજ માંદો હતો તે ખબર કાઢવા ગયો હતો.

વાણિયો કહે – પણ કાંઈ સાંભળ્યું બાંભળ્યું કે? નાહવાનું આવે એમ છે?

બ્રાહ્મણ કહે – ના રે! ઘરમાં તો સૌને સાજા-તાજાં મૂકીને ગયો હતો ને બે દિવસમાં શું થઈ ગયું? તારી કાકી તો સારી છે ને?

વાણિયો કહે – અરે, ખોટું થઈ ગયું! કહેતાં મારી જીભ ઊપડતી નથી, પણ મારી કાકી રાંડયાં છે. ગજબ થઈ ગયો રે બાપલા ગજબ થઈ ગયો!

બ્રાહ્મણ કહે – હેં! હેં! તારી કાકી રાંડયાં? બોલે છે શું? એ તો રાતી રાણ જેવાં હતાં તે રાંડયાં શી રીતે?

વાણિયો તો મનમાં હસતો હસતો રવાના થઈ ગયો. બ્રાહ્મણભાઈ શેરીના નાકા પાસે આવ્યા. આવીને માથે ઓઢીને મોટેથી રાગડો તાણીને તેમણે પોક મૂકી. શેરીના માણસો એકઠા થઈ ગયા. બ્રાહ્મણભાઈ ઘરને આંગણે જઈને બેઠા, ને કેમેય રોતા ન રહે. ઘરમાંથી એની એક દીકરી હતી તે આવી. કહે – હશે બાપા! રોતા ઊઠો. જે થવાનું હતું તે થઈ ગયું.

બાપા ઊઠયા ને આંખો લૂછવા લાગ્યા. ત્યાં દીકરીએ પૂછ્યું – બાપા! ભાંકાભાઈને ઘણું સારું હતું ને આમ ઘડીકમાં શું થઈ ગયું?

બાપા કહે – બેટા! ભાણેજ તો સાજેતાજે છે પણ આ તો બીજો ગજબ થઈ ગયો છે. મને રસ્તામાં પેલા માધા કંદોઈએ કહ્યું કે એની કાકી રાંડી. તે તારી મા રાંડે ત્યારે મને રડવું ન આવે? એ તો ગજબ જ થઈ ગયો!

દીકરી કહે – પણ બાપા! તમે બેઠાં તે મારી મા રાંડતી હશે?

બાપા કહે – ઓય માળું! એ તો હુ ભૂલી જ ગયો



એક ડોશી હતી. તે એક કૂબામાં રહેતી હતી. વરસાદના દિવસો આવ્યા અને વરસાદ બહુ થયો. એટલે ડોશીના કૂબામાં ચારે કોર ચૂવા લાગ્યું, અને ઠેકાણે ઠેકાણે પાણીનાં ખાબોચિયાં ભરાઈ ગયાં.

ડોશીને ચૂવાથી બહુ જ ત્રાસ થવા લાગ્યો. ચૂવાનાં ટીપાં તેના શરીર પર પડતાં હોવાથી તે ઘણી કંટાળી ગઈ.

એક વાર એક સિંહ ડોશીના કૂબા પાછળ રાતનો લપાઈને ઊભો હતો. એવામાં ડોશીને પગમાં ઠેશ લાગવાથી ખાબોચિયામાં પડી અને શરીરે ટાઢુ લાગવાથી બોલી –

**હું સિંહલાથી ન બીઉં,**
**હું વાઘલાથી ન બીઉં;**
**બીઉં હું એક ટાઢા ટબૂકલાથી.**

ડોશીને આવુ બોલતી સાંભળી સિંહ વિચાર કરવા લાગ્યો – આ ડોશી સિંહથી કે વાઘથી બીતી નથી, અને ટાઢા ટબૂકલાથી બીએ છે, ત્યારે એ ટાઢું ટબૂકલું તે કેવું હશે!

એટલામાં ડોશીના વાંસામાં ઉપરથી એક મોટું પાણીનું ટીપું પડ્યું. ડોશી વળી કંટાળીને બોલી –

# ટાઢું ટબૂકલું

હું સિંહલાથી ન બીઉં,
હું વાઘલાથી ન બીઉં;
બીઉં હું એક ટાઢા ટબૂકલાથી.

સિંહ ફરી વાર ડોશીને બોલતી સાંભળીને ગભરાયો અને ટાઢા ટબૂકલાથી બચવા માટે ઊભે પૂંછડે જંગલ તરફ દોડયો.

રસ્તામાં એક વડ આવ્યો. વડ ઉપર એક વાંદરો ધ્રૂજતો બેઠો હતો. નીચે ભૂલો પડેલો એક મુસાફર વડના થડ પાસે ઓઢવાઈને પડયો હતો.

સિંહને દોડતો જતો જોઈને વાંદરે પૂછ્યું – સિંહભાઈ! વનરાજ થઈને ધ્રૂજતા ધ્રૂજતા કયાં દોડયા જાઓ છો?

સિંહ કહે – ભાઈ! હું ટાઢા ટબૂકલાથી બહુ બીઉં છું. એક ડોશી બોલતી હતી –

હું સિંહલાથી ન બીઉં,
હું વાઘલાથી ન બીઉં;
બીઉં હું એક ટાઢા ટબૂકલાથી.

આથી ડોશીને હું બોલતી સાંભળીને જીવ લઈને ભાગ્યો છું.

સિંહની વાત સાંભળી વાંદરાને પણ બહુ બીક લાગી.

ઝાડ પાસે સિંહને ઊભેલો જોઈ નીચે બેઠેલા માણસને બીક લાગી કે કદાચ સિંહ પોતાને ખાઈ જશે. એટલે તેણે ઝાડ પર ચડવાનો વિચાર કર્યો. જયાં ડાળી પકડીને ઝાડ ઉપર ચડવા જાય છે, ત્યાં તેના હાથમાં વાંદરાનું ટાઢું ટાઢું પૂંછડું આવ્યું. મુસાફરે વાંદરાનું પૂંછડું પકડયું એટલે વાંદરો ચમકયો અને ટાઢું ટબૂકલું આવી પહોંચ્યું એમ ધારી ચીસ પાડી કૂદયો. મુસાફરના હાથમાંથી પૂંછડું લપસી ગયું એટલે તે ધડ લઈને નીચે પડયો. વાંદરાએ ચીસ નાખી અને મુસાફર ધડ દઈને નીચે પડયો એટલે સિંહને લાગ્યું કે ટાઢું ટબૂકલું આવી પહોંચ્યું છે અને વાંદરાને પકડયો છે. આથી સિંહ વધારે ગભરાયો ને અંધારામાં ત્યાંથી દોડતો દોડતો નાઠો.

તે જ રાત્રે એક વહોરાની બકરી ખોવાયેલી તેથી તે જંગલમાં તેને શોધવા માટે નીકળેલો. અંધારામાં સિંહ તેની સાથે અફળાયો. સિંહને કંઈક અથડાયું એટલે તેને બીક લાગી કે ટાઢું ટબૂકલું આવ્યું; ને વહોરાને કંઈક અથડાયું એટલે એણે જાણ્યું કે પોતાની બકરી હાથ આવી. સિંહ તો ટાઢા ટબૂકલાની બીકથી લપાઈને ટાઢો થઈને કોરે જઈને ઊભો રહ્યો. વહોરાને લાગ્યું કે નજીક ઊભેલું પ્રાણી પોતાની બકરી છે એટલે તેણે એકદમ પાસે જઈને ગાળો દઈ, તેનો કાન પકડીને તેને બેચાર ખેંચી કાઢી. સિંહના મનમાં તો થયું કે ભોગ લાગ્યા! ટાઢા ટબૂકલાના હાથમાં આવ્યા તે હવે છૂટશું નહિ. બીકમાં અને બીકમાં તેણે માર ખાઈ લીધો અને મિયાંની મીની જેવો બની વહોરા સાથે ચાલ્યો.

વહોરાએ ઘેર આવીને તેને બકરીને ખીલે બાંધી દીધો.

સવારમાં ઊઠીને જયાં વહોરીસાહેબ બકરી દોહવા જાય ત્યાં તો તેણે બકરીને બદલે સિંહને જોયો! વહોરીજીએ વહોરાજીને વાત કરી અને સિંહ છે એમ ખાતરી થતાં દૂરથી છરી વડે દોરડું કાપી નાખી વહોરોવહોરી ઘરમાં પેસી ગયાં!

સિંહને મનમાં થયું – હાશ! ચાલો, ટાઢા ટબૂકલાથી છૂટયા!

# વાણિયો અને કાગડો

એક કાગડો હતો. તે રોજ વાણિયાના છોકરાના હાથમાંથી પૂરી લઈ જાય. વાણિયો ખિજાયો. તેણે વિચાર કર્યો કે આ કાગડાને એવી શિક્ષા કરવી કે પૂરી લેતો ભૂલી જાય.

પછી એક વાર વાણિયો મોઢામાં દહીં ભરીને ગામની બહાર એક વડ હતો તેની નીચે જઈને સૂતો અને મરી ગયાનો ઢોંગ કર્યો; આંખો ફાડી રાખી, ને હાલતોચાલતો બંધ થઈ ગયો.

પેલો કાગડો ઊડતો ઊડતો ત્યાં આવ્યો. કાગડે વિચાર્યું – આ વાણિયો મરી ગયો લાગે છે, માટે હવે દહીં ખાઈએ.

કાગડાભાઈ જ્યાં વાણિયાના મોંમાં ચાંચ નાખવા જાય ત્યાં વાણિયે મોઢું બંધ કરી દીધું ને કાગડાભાઈને મજબૂત પકડી રાખ્યા.

કાગડે વિચાર્યું કે હવે છૂટી જવાની કંઈક યુક્તિ કરવી જોઈએ. એટલે કાગડે વાણિયાને પૂછ્યું – કોણ, કાકો નંદ કે?

વાણિયે વિચાર્યું કે જો જવાબ દઈશ તો મોઢું ઊઘડશે અને કાગડો ઊડી જશે. એટલે બરાબર દાંત ભીંસીને તે બોલ્યો – હુઉં, કાકા હુઉં. આથી તો કાગડાની ચાંચ ખૂબ દબાઈ અને કાગડો મરવા જેવો થઈ ગયો!

વાણિયે ધાર્યું કે હવે શિક્ષા બહુ થઈ માટે અને છોડી દઈએ. પછી એણે કાગડાને છોડી દીધો. ફરી વાર કાગડો વાણિયાના છોકરાના હાથમાંથી પૂરી લેતો ભૂલી ગયો●





# લખ્યા બારું

એક હતો વાણિયો. વાણિયો હતો ભલો, ભોળો ને સાજોગાંડો. એક નાની એવી હાટડી રાખે; તેમાં દાળિયા, મમરા ને રેવડી, એવું એવું વેચે ને સાંજ પડયે પેટજોગું રળે.

એક વાર રાતે હાટડી બંધ કરી તે ઘેર જતો હતો. ત્યાં રસ્તામાં તેને ચોર મળ્યા. વાણિયો ચોરને કહે – અલ્યા, મોડી રાતે ઈ કોણ છે?

ચોરો કહે – કેમ ભાઈ? અમે તો વેપારી છીએ. ટપારે છે શાનો?

વાણિયો કહે – અલ્યા, પણ અત્યારે મોડી રાતે કયાં ચાલ્યા?

ચોરો કહે – જઈએ છીએ તો માલ ખરીદવા.

વાણિયો કહે – રોકડે કે ઉધાર?

ચોરો કહે – રોકડેય નહિ ને ઉધારેય નહિ. પૈસા જ દીધા વિના.

વાણિયો કહે – ત્યારે એ વેપાર બહુ સારો! મને તમારી સાથે લેશો?

ચોરો કહે – ચાલ ને ભાઈ! તનેય તે લાભ તો થશે.

વાણિયો કહે – એ તો ઠીક. પણ વેપાર કેમ કરવો એ તો સમજાવો?

ચોરો કહે – લે, લખ કાગળમાં : કોઈના ઘરની પછીતે.

વાણિયો કહે – લખ્યું : કોઈના ઘરની પછીતે.

ચોરો કહે – લખ : હળવે હળવે કાણું પાડવું.
વાણિયો કહે – લખ્યું: હળવે હળવે કાણું પાડવું.
ચોરો કહે – ધીમે ધીમે ઘરમાં જવું.
વાણિયો કહે – લખ્યું : ધીમે ધીમે ઘરમાં જવું.
ચોરો કહે – લખ : જે જોઈએ તે ભેગું કરવું.
વાણિયો કહે – લખ્યું : જે જોઈએ તે ભેગું કરવું.
ચોરો કહે – ન ધણીને પૂછવું ને ન ધણીને પૈસા દેવા.
વાણિયો કહે – લખ્યું : ન ધણીને પૂછવું ને ન ધણીને પૈસા દેવા.
ચોરો કહે – લઈને ઘર ભેગા થઈ જવું.

વાણિયે તો કાગળમાં બધુંય લખીને કાગળ ખિસ્સામાં નાખ્યો. પછી બધા ચોરી કરવા ચાલ્યા. ચોરો એક ઘરમાં ચોરી કરવા ગયા ને વાણિયો બીજાના ઘરમાં ચોરી કરવા ગયો. પછી વાણિયે બાકસ સળગાવી કાગળિયું વાંચ્યું. તેમાં લખ્યું હતું—

**કોઈના ઘરની પછીતે,**
**હળવે હળવે કાણું પાડવું;**
**ધીમે ધીમે ઘરમાં જવું,**
**જે જોઈએ તે ભેગું કરવું;**
**ન ધણીને પૂછવું ને**
**ન ધણીને પૈસા દેવા;**
**લઈને ઘર ભેગા થઈ જવું.**

વાણિયે તો બરાબર કાગળ પ્રમાણે કર્યું. પહેલાં પછીતે કાણું પાડ્યું, પછી હળવે હળવે ઘરમાં ગયો; પછી તેણે દીવાસળી સળગાવી દીવો કર્યો; પછી એક કોથળો શોધી તેમાં પિત્તળનાં નાનાંમોટાં વાસણો નિરાંતે ભરવા લાગ્યો. એમ કરતાં કરતાં એક મોટો તાસ હાથમાંથી પડ્યો ને ખડખડાટ થયો. ઘરનાં બધાં માણસો જાગી ઊઠયાં.

બધાંએ ચોર, ચોર કરી વાણિયાને પકડ્યો ને સૌ તેને માર મારવા લાગ્યા. વાણિયો તો વિચારમાં પડી ગયો. પણ માર ખાતાં ખાતાં પોતાના ખિસ્સામાંનું કાગળિયું કાઢ્યું ને જેમ-તેમ વાંચી લીધું. પછી તો તે જોસમાં આવી ગયો. બધા તેને મારવા લાગ્યા પણ વાણિયો તો કૂદતો જાય ને બોલતો જાય –

**એ ભાઈ લખ્યા બારું;**
**એ ભાઈ લખ્યા બારું !**

બધા વિચારમાં પડ્યા ને મારતાં અટકી જઈ એને કહે – એલા, આ શું બોલે છે?

વાણિયો કહે – લ્યો આ કાગળિયું. લખ્યું છે એમાં ક્યાંઈ માર ખાવાનું? આ તો તમે લખ્યા બારું કરો છો! પછી સૌ વાત સમજી ગયાં ને વાણિયાને ઘરમાંથી કાઢી મૂક્યો●



# મોર અને ઢેલ



એક હતો મોર અને એક હતી ઢેલ. બેઉ જણાં ચરતાં હતાં. ત્યાં એક ખેરો આવ્યો. ખેરાને જોઈને ઢેલ કહે –

હું વિયાઉં જાળામાં,
મારે કોની બીક;
મોર તો ઘણો રૂપાળો,
પણ ખેરો મારે ઠીક.

એમ કહી ઢેલ તો ખેરા સાથે ચાલી નીકળી. મોર તો ખૂબ ખિજાઈ ગયો. મોર કહે – પંખજાત ભેળી કરું અને દાદ માગું.

મોર તો ચાલ્યો. મારગમાં એક લલેડુ મળ્યું. લલેડુ કહે – મોરભાઈ, મોરભાઈ! ક્યાં ચાલ્યા? મોર કહે – આ ઢેલ ખેરાને ગઈ છે તે પંખજાત ભેળી કરવી છે. આવો છો ને?

લલેડું કહે –

અમે લવલવ કર્યા કરીએ,
ભૂરો અમારો વાન;
આ ઢેલ ગઈ છે ખેરાને,
તે દીનું કોણે ખાધું છે ધાન?

એમ કહી લલેડુ તો ન આવ્યું. મોર તો આઘેરોક ચાલ્યો ત્યાં સુઘરો મળ્યો. સુઘરો કહે – મોરભાઈ, મોરભાઈ! ક્યાં ચાલ્યા?

મોર કહે – આ ઢેલ ખેરાને ગઈ છે તે પંખજાત ભેળી કરવી છે. તમેય સાથે આવો છો ને?

સુઘરો કહે –

**અમે સુઘરા કહેવાઈએ,**
**અમારી જેવું કેણેય ન થાય;**
**ઘરની બાયડી જાપતામાં રાખીએ,**
**તો બીજાને શું જાય?**

એટલે હું તો કાંઈ આવતો નથી.

મોર તો બિચારો વીલે મોઢે આગળ ચાલ્યો. રસ્તામાં તેતર મળ્યું. તેતર કહે – મોરભાઈ, મોરભાઈ! કયાં ચાલ્યા?

મોર કહે – આ ઢેલ ખેરાને લઈને ગઈ છે તે પંખજાત ભેળી કરવી છે. તમે કજિયો પતાવવા આવો છો ને?

તેતર કહે –

**અમે તેતર કહેવાઈએ,**
**અમારી ડોકે મગન;**
**મોરભાઈ! હું કંઈ નવરો નથી,**
**મારે દીકરાનાં આવ્યાં છે લગન.**

મોરભાઈ તો ત્યાંથી બગલાભાઈ પાસે પહોંચ્યા. બગલો કહે – કાં, મોરભાઈ! કયાં ચાલ્યા? મોર કહે – આ ઢેલ ખેરાને ગઈ છે તે પંખજાત ભેળી કરવી છે. ભાઈ! જરા આવી જશો?

બગલો કહે –

**અમે બગલા કહેવાઈએ,**
**અમારી ડોકે વાંક;**
**તમારા કજિયામાં તમે સમજો,**
**અમે કજિયાના રાંક.**

મોર કહે – ચાલ ને હવે બાજ પાસે જાઉં, એ કજિયો પતાવશે.

ત્યાં તો રસ્તામાં જ બાજ મળ્યો. બાજ કહે – મોરભાઈ, મોરભાઈ! કયાં ચાલ્યા?

મોર કહે – આ ઢેલ ખેરાને ગઈ છે તે પંખજાત ભેળી કરવી છે. માળું કોઈ આવતું **નથી.** બાજભાઈ! તમે આવશો?

બાજ કહે –

**અમે બાજ કહેવાઈએ,**
**મારું માથું બોડું;**
**પંખજાતની સરકાર રજા આપે,**
**તો ખેરાનું માથું તોડું.**

મોર તો રાજી રાજી થઈ ગયો. મોર તો બાજને લઈને તેતર, સુઘરો, લલેડું – બધાં પાસે ગયો. પંખજાતની નાત ભેળી થઈ. બાજને બધાંએ હુકમ કર્યો એટલે બાજે ખેરાને કાન પકડીને હાજર કર્યો.

બધા કહે – એલા ખેરા! આ મોરને એની ઢેલ આપી દે.

ખેરો કહે – ઊંહુ!

બધાં કહે – બાજ! આ મોરને એની ઢેલ અપાવી દે.

બાજ કહે –

**હું બાજ કહેવાઉં;**
**મારું માથું બોડું;**
**ઢેલ આપી દે મોરને**
**નહિતર તારું માથું ફોડું.**

એમ કહી બાજ તો ખેરા વાંસે દોડયો. ખેરો કહે – ભાઈસા’બ! લે હું ઢેલ આપી દઉં છું. પછી તો નાત બધી ઘેર ગઈ, ને મોરને ઢેલ મળી ગઈ●



# દો બાઘ, દો બાઘનિયાં

એક હતા મિયાંસા'બ. એક વાર મિયાંસા'બને ગામ જવાનું થયું. બીબીએ ખાંતથી ઢેબરાં કરી આપ્યાં. મિયાં તો ખભે ભાતું લઈ ચાલી નીકળ્યા. રસ્તે ચાલતાં કોઈ કાઠીનો સથવારો થયો. બન્ને જણા ચાલવા લાગ્યા. થોડે દૂર ગયા ત્યાં મિયાંસા'બે પૂછ્યું – ભાઈ! તુમારા નામ કયા? કાઠી કહે – મિયાંસા'બ! મારું નામ તો વાઘો. મિયાંસા'બ મનમાં જ બોલ્યા...સાલે! કાઠી-ભાઈ મેરેકુ ડરાતા હૈ.

એટલામાં સામેથી કાઠીભાઈએ પૂછ્યું – હેં મિયાંસા'બ! તમારું નામ શું?

મિયાં કહે – હ...મેરા નામ? મેરા નામ તો દો બાઘ, દો બાઘનિયાં ઉપર દો દો કુકુ ઔર ઉપર બિછુકા ટોકરા. કાઠીભાઈ મનમાં સમજ્યા ...આ મિયાં ખાલી શેખી કરે છે. ઠીક છે; વખત આવ્યે ખબર પડશે.





ચાલતાં ચાલતાં બાવળની કાંટ આવી. બાવળની કાંટ એટલે ગીચ ઝાડી, ને વાઘવરુનો પાકેપાકો ભો. મિયાંસા'બ કહે – દેખો ભાઈ! સાથે ચલના. યે કાંટ હે, જરાં ભીક લાગતી.

કાઠી કહે – અરે મિયાંસા'બ! હરક્ત નહિ, હરકત. અમારી સાથે ચલે આઓ.

મિયાંની બહાદુરી કાઠી સમજી ગયો. બંને જણા જરા આગળ ચાલ્યા. કાઠીએ જરા હસીને પૂછ્યું – મિયાંસા'બ! જરા કહો તો તમારું નામ શું? હું તો ભૂલી ગયો.

મિયાંસા'બ જરા જરા મોળા તો પડી ગયા હતા, પણ ટટ્ટાર થઈને કહ્યું – દો બાઘ, દો બાઘનિયાં, ઉપર દો દો ફુફુ ઓર ઉપર બિછુકા ટોકરા.

કાઠી કહે – મિયાંસા'બ! નામ બડા બહાદુર હૈ! એટલામાં દૂર એક વાઘ સૂતેલો દેખાયો. કાઠી કહે – એ પણે વાઘ સૂતો.

મિયાં કહે – કયા; બાઘ હૈ? તો તો સાલે મર ગયા. ઓ ખુદા!

કાઠી કહે – અરે મિયાંસા'બ! તુમ તો દો બાઘ, દો બાઘનિયાં. કયા કયા, કુછ બિછુકા ટોકરા બોકરા તો હો ન?

મિયાં કહે – એ ભાઈસા'બ મૈં તો ટોકરાયે નહિ ને બોકરાયે નહિ. મૈં તેરી ગૌવા હું; ઇસમેંસે બચાવ. મેરા સચ્ચા નામ તો મિયાં ફૂસકી હૈ.

ત્યાં તો વાઘ ઊઠયો ને સામે ધસ્યો. કાઠીએ તલવારનો એક ઘા કરી ઠાર કર્યો. મિયાં તો પાછે પગલે કયાંય ભાગી ગયેલા. પાછા બન્ને આગળ ચાલ્યા. રસ્તે એક નદી આવી. બન્ને કહે – ચાલો, હવે ભાતાં ખાઈએ.

કાઠી તો બિચારો ગરીબ હતો. પછેડીને છેડેથી જુવારનો રોટલો અને બે મરચાં હતાં તે કાઢીને બેઠો. મિયાંભાઈ તો ઠીક હતા, ને તેમાં વળી બીબીએ ખાંતેથી ઢેબરાં કરેલાં.

કાઠી તો જુવારનો રોટલો ચાવતો જાય, મરચું કરડતો જાય અને પાણીનો ઘૂંટડો પીતો જાય. મિયાં તો ફટકબટક ભાતું ટટકાવતા જાય ને બીબીનાં વખાણ કરતા જાય. કાઠી તો જોઈ રહ્યો, પણ શું કરે?

ત્યાં તો મિયાંભાઈ બોલ્યા – અરે વાઘજીભાઈ! એસાં તુમ કયા ખાતે હો? સાથે પાની ઘટક-ઘટક પીતે હો!

કાઠી મનમાં કહે – હવે ઠીક લાગ છે. પછી કહે – મિયાંસા'બ! એ તો હું ઘટકમેવાલા ખાઉં છું.

મિયાં કહે – સાલે, ઘટકમેવાલા તે કભી નહિ ખાયા. અરે કાઠીભાઈ! એસા કરો, યે મેરા ભાતા. એ તુમ લો, ઔર તુમારા ઘટકમેવાલા મેરેકુ દો.

બેઉ જણાએ ભાતાની અદલાબદલી કરી. કાઠી ભાઈ તો પોતાનું ભાતું જાણતા હતા, મિયાંનાં ઢેબરાં હાથમાં પડયાં કે ઝટપટ ઝાપટી ગયા ને પાણી પીને પેટે હાથ ફેરવવા લાગ્યા.

મિયાંભાઈ ઘટકમેવાલા ખાવા લાગ્યા; પણ એ જુવારનો સુકો રોટલો ને મરચું કેમ ગળે ઊતરે? માંડ માંડ મિયાંએ પાણી સાથે ગળે બેત્રણ બટકાં ઉતાર્યાં. પછી કહે – અરે કાઠીભાઈ! યે તમારા ઘટકમેવાલા તુમ રખો. મેરાં ઢેબરાં પાછા દો.

કાઠી કહે – ઢેબરાં તો પેટમાં પડયાં, મિયાં! ઘટકમેવાલા ખાવા હોય તો ખાઓ નહિતર નદી-માં નાખો. મિયાંભાઈનું મોં ઊતરી ગયું ને પાછા પડયા. પછી મિયાંભાઈ એને મારગે અને કાઠીભાઈ એને મારગે ચાલ્યા ગયા.●



# ચાર ઉંદરડીઓ



ચાર હતી ઉંદરડીઓ. ચારે બે'નપણી. એક રહે ઘંટીમાં, એક રહે હાટમાં, એક રહે વાટમાં ને એક રહે ખેતરમાં.

એક વાર એક કણબી ગાડું લઈને ખેતરે જતો હતો. વાટે જતાં વાટમાં રહેનારી ઉંદરડી કચરાઈ ગઈ. કચરાઈને એ તો પૈડા સાથે ચોંટી ગઈ. ગાડું તો ખેતરે ગયું. કણબી ગાડામાં પૂળા ખડકે છે ત્યાં ખેતરવાળી ઉંદરડીએ પૈડા સાથે ચોંટી ગયેલી ઉંદરડીને દેખી. એણે તો કણબી સાથે સંદેશો દીધો –

ભાઈ ઊભાવાળિયા,
ભાઈ પૂળાવાળિયા !
હાટુડીને કહેજે કે
વાટુડી મરી ગઈ.

કણબી કહે – માળું ! કોણ બોલ્યું ? અહીં તો કોઈ માનવી નથી. ત્યાં તો ઉંદરડી ફરી બોલી –

ભાઈ ઊભાવાળિયા,
ભાઈ પૂળાવાળિયા !
હાટુડીને કહેજે કે
વાટુડી મરી ગઈ.

કણબીએ તો ચારે તરફ જોયું, ફરી ફરીને જોયું પણ કોઈ દેખાયું નહિ. કણબી તો નાહકનો બીનો ને ગાડું ને પૂળા મૂકીને ભાગ્યો.

ઘેર આવીને વાણિયાને હાટે તેલ લેવા ગયો. એ જ હાટમાં પેલી ઉંદરડી રહે. તેલ લેતાં લેતાં કણબી કહે – શેઠ ! આજે તો ભારે થઈ !

શેઠ કહે – શું વળી ?

કણબી કહે – પૂળા લેતો હતો ત્યાં કોઈક ખેતર-માં બોલ્યું –

ભાઈ ઊભાવાળિયા,
ભાઈ પૂળાવાળિયા!
હાટુડીને કહેજે કે
વાટુડી મરી ગઈ.

પેલી હાટુડી તો દરમાં બેઠી બેઠી આ વાત સાંભળતી હતી. દરમાંથી જ એણે પૂછ્યું – એલા! એ વાત તને કોણે કીધી?

વાણિયો ને ખેડૂત કહે – માળું! આ કોણ બોલ્યું?

ત્યાં તો હાટુડીએ ફરી વાર પૂછ્યું – એલા! એ વાત તને કોણે કીધી?

કણબી કહે – ભાગો ભાગો, શેઠ! આ હાટમાં કાંઈક લાગે છે. ત્યાં તો શેઠ અને કણબી બેઉ હાટ મૂકીને નાઠા.

કણબી ઘેર જઈને કણબણને વાત કરવા લાગ્યો – સાંભળ્યું કે? આજ તો માળું એક કૌતુક થયું. ખેતરમાં ગાડુ છોડી હું પૂળા ભરતો હતો ત્યાં તો કોક બોલ્યું –

ભાઈ ઊભાવાળિયા,
ભાઈ પૂળાવાળિયા!
હાટુડીને કહેજે કે
વાટુડી મરી ગઈ.

હું તો એવો બીનો કે ગાડુ મૂકીને ભાગ્યો! આ તેલ લેવા ગયો હતો ત્યાંય એવુ થયું. વાણિયાને વાત કરતો હતો કે ખેતરમાં કોક આમ આમ બોલ્યું ને હું તો બીને ભાગ્યો. ત્યાં તો વળી કોક હાટમાંથી બોલ્યું – એલા! એ વાત તને કોણે કીધી? હાટમાં તો કોઈ નહોતું! અમે તો ભાગ્યા. જરૂર કોક વાંસે પડ્યું લાગે છે!

ત્યાં તો ઘંટુડી ઘંટીમાંથી સાવરણી ને સૂંથિયું માથે મૂકીને બહાર આવી ને ફળી વચ્ચે બેસીને બોલી – ભાઈ! તને એ સંદેશો કોણે દીધો? અરર! મારી વાટુબે'ન મરી ગઈ, ને ખેતરની બે'ને હાટુડી ને ઘંટુડીને સંદેશા મોકલ્યા! હાય હાય, ગજબ થયો!

કણબી કહે – ઓયવોય! આ તો ખેતરમાં ઉંદરડી બોલતી હતી! અરેરે, હું તો નાહકનો બીનો.

કણબણ કહે – તમે તો એવા જ છો; ઉંદરડીથીયે બીઓ●



અગ્રે અગ્રે વિપ્ર,
નંદ સો કંદ;
દાઢી સો ભોથાં.

એક હતો બ્રાહ્મણ ને એક હતો બાવો. બંને સાથે મુસાફરી કરવા નીકળ્યા. ઉનાળાનો વખત હતો ને ખરા બપોર થયેલા. બેઉ તરસ્યા થયા. પણ પાણી ક્યાંય ન મળે, ભૂખ પણ લાગેલી. ભૂખતરસનો વિચાર કરતાં બેઉ આગળ ચાલ્યા. રસ્તે એક વાણિયો મળ્યો. વાણિયો પણ ભૂખ્યો-તરસ્યો હતો.

ત્રણે જણાએ નક્કી કર્યું કે ચાલો, મહેનત કરીએ. જડે તે સૌનું સરખે ભાગે. ચાલતાં

# અગ્રે અગ્રે વિપ્ર



ચાલતાં શેરડીનો વાઢ આવ્યો. પહેલાં બ્રાહ્મણ અંદર ગયો ને 'નારાયણ પ્રસન્ન' કર્યા.

વાઢવાળા પટેલ કહે – આ આવા ને આવા ભામટા તે કયાંથી ચાલ્યા આવતા હશે? અહીં કાંઈ ભંડાર ભર્યા છે તે આપ્યા જ કરીએ? બ્રાહ્મણનું તો બોલ્યું બહાર પડ્યું ને પાછો આવ્યો.

પછી બાવો વાઢમાં ગયો ને 'અહાલેક' કર્યા. પટેલ કહે – અરે આ જોગટાનો તો કાંઈ પાર છે! કેટલાકને આપ્યા કરીએ! બાવો પણ ભોંઠો પડી પાછો વળ્યો.

હવે વાણિયાનો વારો આવ્યો. વાણિયો વાઢમાં ગયો અને પૂછ્યું – કાં પટેલ! ગોળ વેચો છો કે?

પટેલ કહે – હા શેઠ! કેટલો જોશે?

વાણિયો કહે – જોઈએ, સોએક મણ.

પટેલ કહે – આવો આવો; કરો ત્યારે ભાવતાલ નક્કી.

પટેલ અને શેઠે તો ભાવતાલ ઠરાવ્યા ને ગોળ તોળવાનો દિવસ નક્કી કર્યો. બધું કર્યા પછી વાણિયે રજા લીધી. પણ પાછો ફર્યો ને કહ્યું – પટેલ! એ બધુ તો ઠીક; પણ આ સારું કર્યું એનું કંઈ બાનું તો આપો!

પટેલે તો વીશ સાંઠા સારા મજાના કાઢી આપ્યા. વાણિયો સાંઠા લઈને બહાર આવ્યો. પછી તો ભાગ પાડવાનું આવ્યું. સૌના સરખેસરખા ભાગ તો પાડવા જ જોઈએ. પણ વાણિયે તો એમાંથી પાકો વેંત કરી રાખેલો. પોતે જ ભાગ પાડવા બેઠો. વિચાર કરવાનો ડોળ કરીને કહે – જુઓ ભાઈ! શાસ્ત્રમાં કહ્યું છે કે 'અગ્રે અગ્રે વિપ્ર'. માટે આપણે બ્રાહ્મણને તો આગળ-નો જ ભાગ આપવો જોઈએ.

એમ કહીને વીશે સાંઠાના ઉપલા ભાગ બ્રાહ્મણને કાપી આપ્યા. બ્રાહ્મણે તો તે રાજી થઈને લીધા. પછી કહે – 'નંદ સો કંદ'. નંદ એટલે વાણિયાને તો વચલો ભાગ આપવાનું શાસ્ત્રમાં કહ્યું છે. એમ કહી પોતે શેરડીના વચલા કટકા લઈ લીધા. પછી બાકી તો થડિયાંના ભાગ રહ્યા. એટલે કહે – 'દાઢી સો ભોથાં.' શાસ્ત્રમાં વચન છે કે દાઢી એટલે બાવાને ભોથાં એટલે થડિયાં દેવાં જોઈએ, એમ કહી વાણિયાભાઈ એ સારા ભાગ રાખ્યા અને બ્રાહ્મણ તથા બાવાને રાજી પણ રાખ્યા. સૌ રાજી થઈને ઘેર ગયા●



## બાળવાર્તાઓ વિશે

આ નાનકડા પુસ્તકમાં જે બાળવાર્તાઓ આપેલી છે તેમાં કળા છુપાયેલી છે, તાત્ત્વિક બોધ અદશ્ય રૂપે વસે છે, જનસ્વભાવનું મૂક વર્ણન છે ને મુગ્ધ બાળકોને આશુતોષ આહ્લાદ ઓતપ્રોત છે; તેથી જ શિક્ષકને તે ઉત્તમ મદદગાર છે. અનુભવી અને ઉત્સાહી શિક્ષકોને એટલી જ પ્રાર્થના છે કે આ વાર્તાઓ સુધારવા પ્રયત્ન કરશો નહિ. આ વાર્તાઓનું ધ્યાન કરો, ધ્યાનથી તદાકાર થાઓ અને પછી જે તમને સ્ફુરે તે બાળકો પાસે મૂકજો. આ વાર્તાઓ શાસ્ત્રનો સંયમ પાળતી નથી, પણ તેની અંદર એક સ્વાભાવિક સંયમ હોય છે. પાપીને ધિક્કાર્યા વગર પાપપુણ્યનો ભેદ બતાવે છે, અને સમાજસેવાના ઉચ્ચ આદર્શનો ખ્યાલ આપતાં વિશ્વવ્યાપી પ્રેમ ઉત્પન્ન કરે છે. આ વાર્તાઓ યાત્રાળુઓની માફક દેશાંતરમાં ફરે છે, અને જ્યાં જ્યાં જાય છે ત્યાં પ્રેમધર્મ સ્થાપિત કરે છે.

● કાકા કાલેલકર



## શિક્ષક ભાઈબહેનોને

લ્યો આ બાળવાર્તાઓ. તમે તે બાળકોને કહી સંભળાવજો. બાળકો હોંશે હોંશે વાર વાર તે સાંભળશે. જોજો, વાર્તાઓ સુંદર રીતે કહેજો; વાર્તા કહેવાની ઢબે કહેજો; લહેકાથી કહેજો; રસથી કહેજો. કોઈ કોઈ વાર વાર્તાઓ વાંચી પણ સંભળાવજો. જેવડાં બાળકો હોય એવી વાર્તા પસંદ કરજો. ભાઈ! એક વાત ના કરતા. વાર્તાઓ બાળકોને ગોખાવશો નહિ; તેમની પાસેથી કઢાવશો નહિ; પરીક્ષાને માટે તેમને તે ભણાવશો નહિ.

તમે જાતે જ અનુભવજો કે વાર્તાઓ કેવી જાદુઈ લાકડી છે. તમારે બાળકો સાથે પ્રેમ બાંધવો હોય તો વાર્તાથી પગ માંડજો. તમારે બાળકોની અભિમુખતા સાધવી હોય તો વાર્તા પણ એક સાધન છે. મોટા પંડિત થઈને વાર્તા કહેશો નહિ; જ્ઞાન આપવા બેસશો નહિ; તટસ્થ રહીને કહેશો નહિ. વાર્તામાં તમે પોતે નાહજો અને બાળકોને નવડાવજો.

● ગિજુભાઈ



